# ફરતાં ફરતાં



સોમાભાઈ ભાવસાર

વર્ષ. ૪ થું. નવચેતન પ્રકાશન : ૨૯ પુસ્તક ૩ જું.
આપણી બાળ ગ્રંથમાળા

# હરતાં ફરતાં

-: લેખક :-
સોમાભાઈ ભાવસાર

-: ચિત્રકાર :-
શ્રી. કૃષ્ણ

-: સંપાદકો :-
સોમાભાઈ ભાવસાર : દિનેશ ઠાકોર

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર : અમદાવાદ.

: પ્રકાશક :

પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર, અમદાવાદ

વિદ્યાપીઠ

સર્વહક્ક સ્વાધીન

કિંમત ૦–૪–૦

મુદ્રક :
ધી વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ
ઠા. કેશવલાલ સાંકળચંદ
સલાપોસ ક્રોસરોડ, પો. ઓ. નં ૬—અમદાવાદ.

## ● ● ● ● ● ● ● નિવેદન.

હરતાં ફરતાં જે જોયું તેને શબ્દરૂપે લેખકે આ ચોપડીમાં રજુ કર્યું છે.

દુનિયા આખી આપણી સામે ખડી હોય છે. જડરૂપે એનાં દર્શન આપણુને ગમતાં નથી પણ જ્યારે ચેતનરૂપે એનાં દર્શન થાય છે ત્યારે આપણુને તે પ્રિય થઈ પડે છે–ગમી જાય છે. આ ચોપડીની ખૂબી એમાં છે.

દેખાતી નાની સરખી વસ્તુ જેને આપણે રોજ જોતા હોઇએ છીએ પણ કાંઈ એમાં મજા પડતી નથી તેજ જ્યારે શબ્દરૂપે લખાઈને લેખરૂપે પ્રગટ થાય છે ત્યારે કેટલી સુંદર લાગે છે તે આ ‘ હરતાં ફરતાં ’ વાંચ્યા પછી લાગશે.

કુદરત પ્રિય અને કૂતહલ પ્રિય બાળકોને આ ચોપડી જરૂર ગમી જશે એવી આશા છે.

સંપાદકો

## અ • નુ • ક્ર • મ • ણિ • કા








# ગુજરીનો ખડીઓ

ગુજરીમાંથી અમે એક કાચનો ખડીઓ લાવ્યાં. ખડીઓ હતો ખાલીખમ. પણ પહેલાં એમાં શાહી હશે એમ લાગ્યું. શાહી ખલાસ થઈ ગઈ હશે અને ખડીઓ ખાલી પડયો હશે એટલે શીશીવાળાને તે વેચાયો હશે.

ઘેર લાવી અમે એને ગરમ પાણીથી અંદરથી અને બહારથી ધોયો ને સાફ કર્યો. અમારે એમાં શાહી નહોતી ભરવી. અમે એમાં મુખવાસ માટેની એલચી ભરી.

દિવસો વીત્યા. એલચી ખવાઈ ગઈ ને ખડીઓ ખાલી થયો. એક દિવસ દવાના કામમાં અમારે મધ

જોઈતું હતું. ઘરમાં બીજી શીશી ખાલી નહોતી એટલે એ ખડીઆમાં અમે મધ લાવ્યા.

દવા પૂરી થઈ અને મધ પણ પૂરું થયું. ખડીઓ પાછો હતો તેમ ખાલી થઈ ગયો. ખડીઆમાં હવે શું ભરવું એનો અમે વિચાર કરતાં હતાં ત્યાં અમારે સામાન સાથે પરગામ જવાનું થયું. કાચની ખાલી શીશીઓ ફૂટી જશે એમ ધારી તે શીશીઓવાળાને વેચી નાખી. શીશીઓ ભેગો પેલો ખડીઓ પણ ગયો.

અમને થયું કે ખડીએ પણ કેટકેટલો પ્રવાસ કર્યો હશે અને કેટકેટલાના હાથમાંથી પસાર થયો હશે?

પરદેશથી શાહી પૂરાવીને સ્ટીમરમાં બેસી ખડીઓ મુંબાઈને બારે ઉતર્યો હશે. ત્યાંથી ગાડીમાં બેસી એ અહીં આવ્યો હશે. અહીંથી કોઈ એને વાપરવા માટે ઘરે ખરીદી ગયું હશે. ઘરમાંથી એનો ઉપયોગ પૂરો થયો એટલે શીશીઓવાળાને વેચાયો હશે અને ત્યાંથી ખડીઓ ગુજરીમાં આવ્યો હશે.

ખડીઓ પહેલાં શાહીવાળા પાસે શાહી પૂરાવા ગયો હશે. ત્યાંથી પેક થવા ખોખાવાળાના હાથમાં

ગયો હશે. ત્યાંથી ખોખામાં પેક થઈને સ્ટીમરવાળાના હાથમાં ગયો હશે. પછી મુંબાઈને બારે મજૂરોના હાથમાં અને ત્યાંથી વેપારીના હાથમાં આવ્યો હશે. ત્યાંથી એ ખરીદનારના હાથમાં આવ્યો અને પછી શીશીઓવાળાના હાથમાં આવ્યો હશે. શીશીઓ-વાળાની પાસેથી તે અમારા હાથમાં આવ્યો. હવે પાછો એ શીશીઓવાળાના હાથે જશે અને ગુજરીમાં બેસશે. ત્યાંથી એ કોનાય હાથમાં જશે તે કોણ જાણે!

પહેલાં એમાં શાહી પૂરાઈ હતી. પછી એમાં એલચી ને મધ ભરાયું હતું. હવે એમાં કોણ જાણે શુંયે ભરાશે! ખડીઓ તો નાનો સરખો હતો પણ એનો ઇતિહાસ કેવડો મોટો છે!



ગુજરીનો ખડીઓ ——————————



# મોર ને

મોર ને ઢેલ
કેવાં કરે ગેલ!
મોર દોડે,
ઢેલ પાછળ પડે.
મોર પગલાં પાડે,
ઢેલ ગણવા માંડે.
મોર મેંઆવ કરે,
ઢેલ ઢેંકૂક કરે.
મોર નાચ કરે,
ઢેલ જોઈ રહે.
મોર આંસુ પાડે,
ઢેલ લોઈ લે.
ઘનઘોર વાદળ ચડે.



# ઢેલ

આકાશે જઈને એ ઊડે.
આમ જુઓ કે તેમ જુઓ,
અહીં જુઓ કે તહીં જુઓ,
વાદળ ! વાદળ ! થઈ જાય.
વા વાય ને દોડાદોડી થાય!
વાદળ ગગડી ઊઠે,
વીજળી કકડી ઊઠે,
આકાશ ગરજી ઊઠે,
ધરતી ધ્રૂજી ઊઠે.
બધે શાંતિ !
કોઈ બોલે નહિ !
ઘરમાં, શેરીમાં,
બજારમાં, ગામમાં,

બધે શાંતિ !
કોઈ બોલે નહિ !
દેડકા જળે શાંત !
પંખી માળે શાંત !
માણસ ઘરે શાંત !

ત્યાં કોનો આ અવાજ આવે ?
કોણ આ બોલી ઊઠે ?
કોના આ ટહુકા પડે ?
જાણે એનાથી સહેવાય નહિ.
જાણે એનાથી રહેવાય નહિ.
એના એક ટહુકે સીમ ગાજે,
બીજે ટહુકે ગામ ગાજે,
ત્રીજે ટહુકે શેરી
ને ચોથે ટહુકે ઘર ગાજે !
પાંચમે પાતાળ
ને છઠ્ઠે ટહુકે આભ ગાજે !
દિશે દિશે પડઘા પડે,
પડઘે પડઘે બોલ ઊઠે !
મોર ને ઢેલ,
કેવાં કરે ગેલ !



# ઘર પછવાડે

ઘર પછવાડે તુલસીકયારો છે. તુલસીકયારામાં તુલસી છે. હમણાં એનાં પાન લીલાં છે. પછી સ્હેજ ભૂખરાં થતાં જશે. પછી એને મંજરિયો આવશે. એ મંજરિયો ખરી જશે અને એનાં બી પાછાં કયારામાં વેરાશે. એ બીમાંથી પાછા તુલસીના નવા રોપા થશે. ઘર પછવાડે તુલસીકયારો છે. તુલસીકયારામાં તુલસી છે.

સવાર પડે છે ને દાદા ઘરમાંથી આવી તુલસી-માને પગે લાગે છે. બા ને બાપુજી પણ આવે છે ને તુલસીમાને જે જે કહે છે. તુલસી તો પવિત્ર ગણાય છે.

તુલસીની એક વાત છે. તુલસીનું મૂળ નામ વૃંદા. વૃંદા સતિ હતી. એક વાર એના પતિને ને શીવજી વચ્ચે યુદ્ધ થયું. સતિ સ્રીયે પતિને કહ્યું: " જાવ લડવા અને કરો ફત્તેહ. જ્યાંસુધી મારું સત્ છે ત્યાંસુધી કોઈ તમારું નામ લઈ શકે તેમ નથી. લ્યો, આ ફૂલની માળા ! એ કરમાય ત્યારે જાણજો કે મારું સત્ ખૂટયું છે."

વૃંદાનો પતિ તો ઊપડ્યો શીવજી સામે લડવા અને જામી લડાઈ. બંને ભારે બળિયા. કોઈ કોઈથી ઊતરે નહિ એવા ! પણ શીવજી થાકયા અને ભગવાનનું શરણું લીધું. ભગવાન પાસે જઈ શીવજીએ કહ્યું: " પ્રભુ, આ રાક્ષસને હાથે પરાજય મળશે તો મારે ઝેર ખાવાનો વારો આવશે માટે કાંઈક કરો."

ભગવાને શીવજીની વાત કાને ધરી અને ગયા વૃંદા પાસે. ભમરાનું રૂપ લઈ વૃંદાને છળી. સતીનું સત્ ગયું ! સતી બોલી: " મારા સત્‌ની તને અદેખાઈ આવી એથી ભમરા રૂપે મને છળી માટે પથરો થઈ પડજે."

ભગવાન પથરો બની ગયા, પણ એ પહેલાં એ બોલ્યા: " હું પથરો થઈશ તો તું તુલસી થશે, અને તારાં પાના મારી પરી ચડશે." ભગવાન પથરો બન્યા ને સતિ તુલસી થયાં. સતિનું સત્ ખૂટ્યું અને રણમાં જાલંધર મરાયો.

આ તો તુલસીની વાત લખી પણ હવે તુલસી વિષે. તુલસી બીજાય ઘણાં કામમાં આવે છે. તાવ આવે છે ત્યારે તુલસીનો ઉકાળો અપાય છે. રોગોના જંતુઓનો તુલસી વિનાશ કરે છે, એથીજ એને ઘરના આંગણામાં અને ઘરની પછવાડે સૌ રાખે છે. ઘર પછવાડે તુલસીકયારો છે. તુલસીકયારે તુલસી છે.





# ચકલો ને ચકલી

ઘર હતું.
ઘરને બે ગોખલા.
એકમાં ચકલો બેસે,
બીજામાં ચકલી બેસે.
ક્યાંય સુધી બેસી રહે.
એક બીજાની સામે જુએ.
ચકલો બોલે નહિ,
ચકલી બોલે નહિ.
ચકલો હલે નહિ,
ચકવી હલે નહિ.
થોડીવાર એમ જ ચાલે.

પછી ?

ચકલો ઊડે

ને ચકલી ઊડે.
ઊડીને એ છાપરે બેસે.
ચકલી આ છેડે,
ચકલો પેલે છેડે.
ચકલી આણી ગમ,
ચકલો પેલી ગમ.
ચકલી આમ જુએ !
ચકલો તેમ જુએ !
ચકલી આકાશ ભણી જુએ !
ચકલો ધરતી ભણી જુએ !
સામે ઘરે માળો.
માળે હતાં બચ્ચાં.
બચ્ચાં ચીં ચીં કરે.
ચકલી દોડી માળે જાય.
ચકલો દોડી માળે જાય.
બચ્ચાં મોં પહોળાં કરે.
એકને ચકલી ખવરાવે,
બીજાને ચકલો ખવરાવે.
ચકલી હતી–ચકલો હતો.




દરિયાને કિનારે હજીયે એ ઊભું છે. આજ-કાલથી નહિ, એક વર્ષથી નહિ, ઘણાં વર્ષોથી ઊભું છે. કહે છે કે એક વખત દરિયો એનાં પગથિયાં આવીને ધોઈ જતો. દરિયાનાં મોજાં દોડી દોડીને મહાદેવના લીંગને નવાડી ચાલ્યા જતાં. પણ તે એક વખત! આજે નહિ.

આજે તો એ દરિયાને કિનારે ઊભું છે એટલું જ. અને દરિયો એનાથી થોડે દૂર ગર્જી રહ્યો છે. જાણે ભૂતકાળની વાત ન કહેતો હોય તેમ!

આજે તો એનાં પગથિયામાંય ઠેકાણું નથી. મંદિરમાં ચીરાડો પડી છે. ભીતોમાં ફાટો પડી છે.

અંદર પાર વિનાનો કચરો છે. પણ કોણ સાફ કરે? કોણ એને સરખું કરાવે? કોણ એની સંભાળ લે?

બાકી એક વખત એની કેવી જાહોજલાલી હતી! સોમનાથ મહાદેવનું મંદિર કોણે બંધાવ્યું હશે તે તો કોણ જાણે! પણ એક વખત એની બોલબાલા હતી. યાત્રાનું મોટું એવું એ એક ધામ હતું.

ત્યારે કાંઈ એ આજે છે એવું ખંડિયેર ન હતું. પણ ખૂબ મોટું એવું મંદિર હતું. વચ્ચે એ મંદિર હતું અને એની આજુબાજુ અટારીઓવાળી મહેલાતો શોભતી હતી. એનાં ભંડાર ભરેલા હતા. પૈસાની છોળો ઊછળતી. દરવાજે દરવાનો શોભતા હતા અને દર્શન કરવા આવનારાઓનો તો પાર ન હતો. રાજા આવતા ને રંક આવતા. યોગી આવતા ને ભોગી આવતા. કોઈ ચાલીને આવતા. કોઈ ગાડામાં બેસીને આવતા. કોઈ ઘોડે અસવાર થઈને

આવતા. કોઈ ઊંટે અસવાર થઈને આવતા. કોઈ રથે અસવાર થઈને આવતા.

સવારે ને સાંજે કેટલાય પૂજારીઓ મહાદેવની પૂજા કરવા આવતા. સેંકડો ઘંટ એકી સાથે બજતા અને એના અવાજથી ગાજી ઊઠતા. મંદિરના ઘૂમટની નીચે દર્શન કરનારાઓની ઠઠ જામતી. મહાદેવની જળાધારી તો ચોવીસે કલાક ચાલુ રહેતી. અને બિલીપત્રના તો ઢગલે ઢગલા થતા.

મંદિરને એક બે નહિ પણ ઘણાં દરવાજા હતા. દરવાજે દરવાજે નગારચીખાના હતા. સવારસાંજ ત્યાંથી શરણાઈઓ અને પિપૂડીના સૂર સંભળાતા. અને દૂરદૂર હવાની લહેરો સાથે પહોંચી જઈ, એ કેટલાયને આનંદ આપતા.

પણ એ બધુંય આજે નહિ. આજે તો એ ખંડેર જેવુંજ છે. સવાર સાંજ ન તો પૂજા થાય છે કે ન બીજું કંઈ! મહાદેવ તો બિચારા એકલા પડી ગયા છે. એમના પર નથી જળાધારી પડતી કે નથી

બિલીપત્ર ચઢતા. એ તો જાણે પહેલાંની વાત બની ગઈ છે.

અને એની આજુબાજુ અટારીઓવાળી મહેલાતો નથી કે દરવાજાનું નામ નિશાનેય નથી રહ્યું ! મંદિરની અંદર સેંકડો ઘંટને બદલે એકાદ ઘંટ પણ નજરે પડતો નથી. આજે તો એમાં આમ આડા-અવળાં કયાંય કયાંક ચામાચીડિયાં ઊડે છે ને લપાઈ જાય છે ! બખોલમાં બેઠેલો હોલો ઘૂ...ઘૂ કરે છે અને એના અવાજથી ગાજી ઊઠતાં ઘૂમટ નીચે ઊભા રહેવાનું મન થતું નથી.

એક વખત એ મંદિર હશે ત્યારે ખૂબ મોટું હશે પણ આજે એ નથી.

એક વખત એ અટારીવાળી મહેલાતો શોભતું હશે ત્યારે ખૂબ શોભતું હશે પણ આજે એ શોભતું નથી.

એક વખત એમાં પૂજારીઓ આવતા હશે ત્યારે અનેક આવતા હશે પણ આજે તો એકે નથી આવતો.

એક વખત એમાં ઘંટ બજતા હશે ત્યારે સેંકડો બજતા હશે પણ આજે તો એકકેય બજતો નથી.

એક વખત એના નગારચીખાનેથી શરણાઈ ને પિપૂડીના સૂર સંભળાતા હશે ત્યારે ખૂબ સંભળાતા હશે પણ આજે તો કાંઇ સંભળાતું નથી.

એક વખત એમાં દર્શન કરવા આવનારાઓની ઠઠ જામતી હશે ત્યારે ખૂબ જામતી હશે પણ આજે તો કાંઈ નથી જામતી.

એક વખત એના દરવાજે દરવાનો શોભતા હશે ત્યારે ખૂબ શોભતા હશે પણ આજે તો કોઈ શોભતું નથી.

એક વખત એની બાદશાહી હશે ત્યારે ખૂબ હશે પણ આજે તો કાંઈ નથી.

આજે તો એ દરિયાને કિનારે ઊભું છે એટલું જ! ને દરિયો એનાથી આઘે ગર્જી રહ્યો છે એટલું જ! જાણે ભૂતકાળનો એની વાત ન કહેતો હોય એમ!





## મજૂર—મજૂરણ

ધોમ ધખે છે.
ધરતી ધીકે છે.
ગરમીનો પાર નથી.
લૂ વરસે છે.
પંખી ઉડતાં નથી.
ઢોર ચરતાં નથી.
માણસ ફરતાં નથી.
કોણ ત્યારે એ ચાલી જાય?
પગ સાવ ખૂલ્લા છે.
માથે છત્રી ઓઢી નથી.
ખભે છે કોથળા.

ભારે ભારે ખૂબ.
નથી તોય દુઃખ!
આગે આગે જાય છે.

ન જુએ આમ,
કે ન જુએ તેમ.

ન જુએ આગળ,
કે ન જુએ પાછળ.

ન જુએ ઊંચે,
કે ન જુએ નીચે.

એક છે પુરુષ,
એનું ફાળિયું ફાટલું છે.
કેડિયું કાણાવાળું છે.
ધોતલી ધાગા જેવી છે.
બીજી છે સ્ત્રી,
સાડલો એનો જરી ગયેલો!
કમ્બજે એનો ફાટી ગયેલો!
ચણિયો એનો ચીરા થયેલો!

એક છે મજૂર,
બીજી છે મજૂરણ.
કડકડતી ટાઢમાં,
બળબળતા તાપમાં,
વરસતા વરસાદમાં,
મજૂરી કરે ને જીવે.
ના એમને ટાઢ લાગે!
ના એમને તાપ લાગે!
ના એમને શરદી લાગે!





## વરસતા વરસાદમાં

વરસતા વરસાદમાં ગધેડો ચાલ્યો જતો હતો. શેરી આવી, ગધેડો થોભ્યો નહિ. પોળ આવી, ગધેડો થોભ્યો નહિ. ઝાડ આવ્યાં, ગધેડો થોભ્યો નહિ.

વરસતા વરસાદમાં શેરીનાં કૂતરાં શેરીને ખૂણે ભરાઈ ગયાં. ગાયો પોળની અંદર ઘૂસી ગઈ, ભેંશો ઝાડની નીચે ઊભી રહી. ગધેડો ક્યાંય ન ઊભો.

વરસાદ વરસતો હતો અને ગધેડો જતો હતો. વરસાદ વરસતો હતો અને ગધેડાની ઉપર પડતો હતો.

કૂતરાં પલળી જવાથી શેરીમાં ઊભાં ઊભાં ધ્રૂજતાં હતાં. ગાયો પલળી જવાથી પોળમાં ઊભી

ઊભી ધ્રૂજતી હતી. ભેંશો પલળી જવાથી ઝાડ નીચે ધ્રૂજતી હતી. ગધેડો પલળી ગયો હતો તો ય ધ્રૂજતો નહોતો. ગધેડાને ધ્રૂજારી નહોતી ચડતી. એની તો રૂંવાટી ય નહોતી ફરકતી.

વરસાદ વરસતો હતો અને ગધેડો ચાલ્યો જતો હતો. પણ ત્યાં આ શું થયું ? કેમ એ ઊભો રહી ગયો ? શેરીની અંદર ઊભો ન રહ્યો. પોળની અંદર ઊભો ન રહ્યો. ઝાડ નીચે ઊભો ન રહ્યો અને ખુલ્લા મેદાનમાં કેમ એ થોભી ગયો ?

વરસાદ વરસતો હતો. ગધેડો ઊભો હતો. સામેથી કોઈ આવતું હતું. એના હાથમાં ડફણું હતું. ગધેડા પાસે એ આવ્યો ને ડફણું દીધું. ગધેડો ભૂંક્યો ને નાઠો.

શેરી આવી, થોભ્યો નહિ. ચોક આવ્યો, થોભ્યો નહિ, ઝાડ આવ્યાં, થોભ્યો નહિ. ગામછેડે ઘર હતું. ઘરની અંદર વાડો હતો. વાડામાં જઈને એ થોભ્યો. વરસાદ વરસતો હતો. ગધેડો ઊભો હતો.





## ડોસો–ડોસી

ડોસો ને ડોસી છે.
છૈયાંછોકરાં કોઈ નથી.
બંને છે એકલાં.
ડોસો આંધળો છે.
નાનું સરખું ઘર !
એમાં એ રહે છે.
ઘરમાં ઝાઝું કાંઈ નથી.
બેચાર થાળીઓ,
બેત્રણ વાટકા,

બેત્રણ પ્યાલા,
એક બે તપેલી,
એક બે ઢાંકણાં,
એકાદ માટીની હાંડલી
ને એકાદ માટીની તાવડી.
એક ખુણે પાણિયારૂં છે.
પાણિયારે માટલી છે.
માટલી પર ચેડવો છે.
બીજે ખૂણે છે વરગણી.
એની ઉપર એક બાજુ
ડોસીનો સાડલો ને ચણિયો છે.
અને બીજીબાજુ
ડોસાનું કેડિયું ને ધોતિયું છે.
બહાર બે ખાટલીઓ છે.
રાત પડે ખાટલીઓ ઢળાય,
એક ગોદડી પથરાય
ને બીજી ઓઢવાની મૂકાય.
એકમાં ડોસો સૂવે,

બીજીમાં ડોસી સૂવે.
ડોસી માળા ફેરવે,
ડોસો ભજન કરે.
ડોસી રામનામ લે,
ડોસો હરિગુણ ગાય.
એમ કરતાં ઊંઘી જાય !
સવાર પડે,
ડોસો–ડોસી મંદિરે જાય.
ડોસો આગળ,
ડોસી પાછળ.
ડોસી દોરે,
ડોસો દોરાય.
ડોસી પગે લાગે,
ડોસો જે જે કરે !





## પહેરૂં છું ને........

જોડા ફાટી ગયા એટલે મને થયું, ચાલ આ વખતે તો ચંપલ લાવું. મોચી પાસેથી હું ચંપલ લઈ આવ્યો. ચંપલ હતાં મરેલી ગાયનાં ચામડાનાં.

મોચીને મેં પૂછ્યું, "કેવા રંગની ગાયના ચામડાનાં આ ચંપલ હશે?"

મોચી કહે, "એ તો શી રીતે ખબર પડે?"

મેં કહ્યું, "વારૂ, પણ કયા ગામથી આ ચંપલનું ચામડું આવ્યું એ તમે જાણો છો?"

મોચી કહે, "ના એનીય અમને ખબર નથી.

અમારે ત્યાં તો વેપારીઓ આવીને ચામડું આપી જાય. ”



મેં પૂછ્યું, “ વેપારી પાસેથી કયા ગામથી ચામડું આવ્યું હશે તેની ખબર મળશે ? ”

મોચી હસી પડ્યો ને બોલ્યો, “ શેઠ, તમારે ચંપલ પહેરવા સાથે કામ છે કે ચામડું કયા ગામથી આવ્યું ને કયા રંગની ગાયનું છે એની સાથે ? ”

મોચીની વાત સાચી હતી. પછી આગળ પૂછવાનું મેં માંડી વાળ્યું. મેં મનમાં વિચાર કર્યો, કયા ગામથી ચામડું આવ્યું હશે, કેવા રંગની ગાયનું એ ચામડું હશે અને કોની એ ગાય હશે એ જાણવાની શી જરૂર ? એક વાત તો સાચી જ છે કે કોક ગામથી એ ચામડું આવ્યું હશે, ત્યાં કોકની એક ગાય હશે,

અને તે ગાય કાળી–ધોળી કે રાતી, ગમે તે એક રંગની તો હશેજ ને!

જવા દો એ વાત. ચામડું જે ગામથી આવ્યું હોય તેની ભલે ખબર ના પડે. ગાય કેવા રંગની હશે તેની ભલે ખબર ના પડે. અને તે કોની હશે તેની ય ભલે ખબર ના પડે. પણ એટલું તો ખરું કે ગાય મરી ગઈ અને તેનું ચામડું ઉતરડાઈ મોચી પાસે આવ્યું. એનાં મોચીએ ચંપલ તૈયાર કર્યાં અને એમાંની એક જોડ ચંપલ મેં આજે ખરીદ્યાં ત્યાં સુધીની બીના બની ગઈ.

મોચીએ મને સારાં ચંપલ આપ્યાં એટલા માટે હું ખશ નહોતો. હું તો ગાયની વફાદારી પર ખૂશ હતો. જીવીને પણ એના માલિકને રળાવ્યો હશે અને મરીને પણ! જીવીને દૂધ દઈને અને બળદ દઈને એના માલિકને રળાવ્યો ને મરીને ચામડું દઈને એના માલિકને રળાવતી ગઈ.

અને એટલેથી જ રળાવવાનું એણે મોકુફ ન રાખ્યું. બીજાને પણ એ રળાવતી ગઈ. જે ચામ-

પહેરૂં છું ને........ ——————

ડિયાએ એનું ચામડું ઉતાર્યું હશે એને પણ પાંચ પૈસા મળ્યા હશે. એની પાસેથી જે વેપારી પાસે એનું ચામડું ગયું હશે તે પણ થોડા પૈસા કમાયો હશે. અને એ વેપારી પાસેથી જે મોચી પાસે એનું ચામડું ગયું હશે એણે તો એનો પૂરો બદલો મેળવ્યો હશે. ગાયના ચામડામાંથી એણે તો કેટલાંય ચંપલ બનાવ્યાં હશે અને વેચ્યાં હશે.

પણ ગાય ન તો ચંપલ કરતી વખતે મોચીને યાદ આવી હશે ! કે ચામડું વેચતી વખતે વેપારીને ! કે વેપારીને ચામડું આપતી વખતે ચામડિયાને ! કે ચામડિયાને ચામડું ઉતરાવવા આપતી વખતે એના માલિકને ! ગાય કોઇને ભૂલી ગઈ નથી પણ ગાયને એ ભૂલી ગયા છે.

રોજ ચંપલ પહેરું છું ત્યારે મને એ વાત યાદ આવે છે કે ગાય કયા ગામની હશે, કોની હશે, અને કેવી એ રંગે હશે ?





## શું થયું ?

ખુરશી ઉપર બેઠો'તો.
સામે ટેબલ હતું.
ટેબલ પર ખડીઓ હતો,
ખડીઆ પાસે કલમ હતી.

કલમ કાળી હતી,
ખડીઓ ધોળો હતો.

કલમ લાંબી હતી,
ખડીઓ ગોળ હતો.
કલમને ટાંક હતી,
ખડીઆને ઢાંકણું હતું.
કલમ પાસે ખડીઓ

ને ખડીઆ પાસે કલમ
એમ તેઓ શોભતાં'તાં !

∴

મનમાં મને થયું,
ચાલ ત્યારે લખું.
ખડીઓ પાસે લીધો
ને કલમ ઉપાડી.
કાગળ હાથે લીધો
ને કલમ ખડીએ બોળી.
પછી મંડયો લખવા.
સર સર કલમ ચાલી જાય.
ટક ટક ટાંક બોલે
ને પટ પટ કાગળે અક્ષર પડે

∴

કાગળ ધોળો હતો,
અક્ષર ભૂરા પડતા'તા.
કલમ કાળી હતી,
શાહી ભૂરી આવતી'તી.

ખડીઓ ધોળો હતો.
અંદર શાહી ભૂરી હતી.

.·.

કાગળ ધોળો,
કલમ કાળી.
ખડીઓ ધોળો
ને શાહી ભૂરી.
કાગળ લંબચોરસ હતો,
કલમ આગળથી ગોળ
અને પાછળથી સાંકડી હતી.
ખડીઓ નીચેથી ગોળ
ને મોઢેથી સાંકડો હતો.
પહેલાં તેઓ બે હતાં,
કલમ ને ખડીઓ.
પછી તેઓ ત્રણ થયાં.
કલમ, ખડીઓ ને કાગળ.
ચોથી એમાં શાહી ભળી.
મને થયું
ચાર જણાનો કેવો મેળ જામ્યો છે.

કલમ બોળાય છે,
શાહી આવે છે,
કલમ ચાલે છે,
કાગળે લખાય છે.
પણ ત્યાં તો આ શું થયું ?
ટક ટાંક તૂટી.
પટ કાગળ પૂરો થયો.
ઝટ શાહી ખૂટી
ને ખડીઓ ખાલીખમ થયો !
અરે, અચાનક આ શો અકસ્માત!
ઘડીકમાં આ શું થયું ?





# હરતાં ફરતાં

૧

## પંખીઓની ઉજાણીમાં

ગામના પાદરને વડલે ઘણીવાર પંખીઓ ઉજાણી કરવા મળે છે. વડનાં લાલ ટેટાની સૌ ઉજાણી કરતાં જાય છે ને વાતો કરતાં જાય છે.

કૅા કૅા કરતા કાગડાભાઈ એક પછી એક ટેટાની પસંદગી કરતા ચાખતા જાય છે ને બોલે છે: "ચાલો, ચાલો, વખત થઈ ગયો છે."

ઘૂ ઘૂ કરતા હોલાભાઈને ક્યાંય ચેન પડતું લાગતું નથી એટલે આ ડાળથી પેલી ડાળ કરે છે ને કહે છે: "કાગડાભાઈ, બહુ મજા પડે છે કેમ?"

સૂડાઓ ઉજાણીના આનંદમાં મસ્ત બની ગયા છે અને તેમની ઝીણી બોલીથી વડને ગજાવી મૂકે છે.

ચક ચક કરતાં ચકલીબેન વડની ચારેકોર ઘૂમી વળે છે ને રમત રમે છે.




પંખીઓની ઉજાણી

કલબલ કરતી કાબર હજુ આવી લાગતી નથી નહિ તો એ જણાયા વગર ન રહે.

બુલબુલજી વડલાની એક ડાળે બેઠા બેઠા આમ આમ પૂંછડી ઊંચીનીચી કરે છે અને ડૉક હલાવી સૌને નમસ્કાર કરે છે.

કૂઉ કરતાં કોયલબેનનો સંગીતનો જલસો ચાલુ છે. એમની મધુર વાણી વાતાવરણને ભરી દે છે અને આનંદદાયી બનાવે છે.

બધાં પંખીઓ ખુશમિજાજમાં આવી ગયાં છે ને ઉજાણી માણે છે. ઉજાણી માણતાં આ પંખીઓને જોવાની મજા કોને ન આવે?

૨

## ફૂલોની મિજલસમાં

ગામ બહાર કોઈ વાર પંખીઓની આવી ઉજાણી મળે છે તો કોઈ વાર ફૂલોની મિજલસ પણ જામે છે.



પીળા કરેણભાઈ સૌને આવકાર આપવા ઊભા છે. મઘમઘ મહેકતા ગુલાબભાઈ સૌને સુગંધથી ભરી દે છે. મોગરાભાઈ હળવે હળવે ડોલતા ડોલતા આવતા લાગે છે.

પારસલી તો રાણી ખરાંને એટલે હજી એમનો સાજ પૂરો થયો નથી. એ તો બરોબર સાજ સજીને આવશે.

વનવગડેથી કેસુડો ને આવળ આવી ગયાં છે. મંદિરેથી બારમાસી આવી પહોંચી છે. હવે કોણ બાકી રહ્યું એમ સૌ વિચારે છે ત્યાં જુઈ જાઈ આવી પહોંચે છે.

સૌ આવી ગયાં છે. સુવાસથી આખું ઉપવન મધમધ મહેકી ઉઠે છે. અંદર અંદર વાતો ચાલે છે.

કમળ: "ઘણા દિ'એ આપણે ભેગાં થયાં. સૌ ખુશીમાં તો છો ને?"

સૌ ફૂલોએ હા પાડી. પછી સૂરજમુખીએ સૌની આગતાસ્વાગતા કરી. મોગરાભાઈએ સૌને આનંદ કરાવ્યો અને ગુલાબભાઈએ વાતો કરી. અને એમની મિજલસ પૂરી થઈ.

હરતાં ફરતાં ઘણી વાર આવી ઉજાણીઓ ને મિજલસ જોવા મળે છે. તમે કોઈવાર આવી ઉજાણીઓ કે મિજલસ જોઈ છે કે નહિ?

# ગૃહલક્ષ્મી ગ્રંથમાળ

- ગુજરાતમાં બહોળો ફેલાવો પામેલી ગ્રંથમાળાની હજારો પ્રતો ખપી ગઇ
- જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં ચેતન પ્રકટાવ્યું છે.
- જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઊંચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.
- પાંચજ વર્ષમાં એણે અણધાર્યો વિકાસ સાધ્યો છે.
- જે ૧૨૦૦ ઉપરાંત પાનાનું સુરુચિને જાળવી શિષ્ટ અને સંસ્કારી વાચન આપે છે.
- નિયમિતતા જેનો મુદ્રાલેખ છે.
- વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૪) બરમ રૂા. ૫) પરદેશ રૂા. ૬) પાકા પૂઠાને એક વધુ.
- ગ્રાહક થવા આજેજ લખો.

નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.